

વર્ષ ૨ અંક ૭
શ્રીરમા
એકાદશી વ્રત

આસો વદ
૧૧, ૨૦૬૫

અનુક્રમણિકા


| વિષય | પાન ક્રમાંક |
|---|---|
| ❖ નિવેદન | ૧ |
| ❖ ટિપ્પણી | ૭ |
| ❖ શ્રીરસિક રસ ચરિત્ર | ૮ |
| ❖ સર્વોત્તમ સ્તોત્ર | ૧૦ |
| ❖ શ્રીગોકુલનાથજીકે ૨૪ વચનામૃત | ૧૩ |
| ❖ સ્વરૂપ નિષ્ઠા | ૧૫ |
| ❖ શ્રીધોલ પદ | ૧૭ |
| ❖ વિચાર કરવો જોઇએ | ૧૮ |
| ❖ શ્રીચતુર્થપીઠ | ૨૦ |
| ❖ શ્રીરુચિરાષ્ટકમ્ | ૨૧ |
| ❖ જૈ જૈ શ્રીગોકુલેશ | ૨૩ |
| ❖ કવિત્ત | ૨૪ |
| ❖ વધાઇ | ૨૯ |
| ❖ Bhaktivardhini | 27 |
| ❖ Chaturth Peeth History | 30 |


શ્રીગોકુલેશ પાઠશાળા

# તાત તણો પ્રતિબિંબ રે રસના



## राग बिलावल

अद्भुत श्रीवल्लभनन्दन गृह महामहोत्सव आज ।।
अगहनकी सुदि सातें सुभावेला उठत जनके हेत;
चारों वेद कला आशा धरी वैभव अमित सेमत।। १ ।।
मिटे अशुभ सब निज भक्तनके आनंद सिंधु बढ़ायौं ।।
चिते चिते मुखचंद मनोहर चौगुनो चाव बढ़ायौं ।। २ ।।
नाचत गावत करत वधाइ कनक रतन पट देत ।।
विष्णुदास प्रभु पर न्योछावरि करि करि सबहिन देत ।। ३ ।।





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

## નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

શ્રીમાલા-તિલક તે આપણા વૈષ્ણવો માટે સૌભાગ્ય છે. તેનું રક્ષણ આપણે સર્વેએ કરવું તે આપણું કર્તવ્ય છે. પદ્મપુરાણમાં શ્રીભગવાનની ઉક્તિ છે કે મારી પ્રસન્નતા માટે, માંગલ્ય અને રક્ષા માટે, હે ચતુરાનન બ્રહ્મા, મારે પૂજા તથા હોમ કરવાના સમયની શરૂઆતમાં સાંજ-સવાર સાવધાન થઈને મારા ભક્તો હંમેશાં ભય દૂર કરનાર શ્રીચરણાકાર તિલક ધારણ કરવું. તો વળી નારદજી કહે છે કે શ્રીચરણાકાર તિલક ન કર્યુ હોય તો યજ્ઞ, દાન, તપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ એ બધું વ્યર્થ જાય છે. પદ્મપુરાણમાં ઉત્તરખંડમાં કહ્યું છે કે શ્રીચરણાકાર તિલક કર્યા વિના જો કોઈ કંઈ પણ કાર્ય કરે, ઈષ્ટકે આપૂર્ત કરે, તો તે નિષ્ફલ થાય છે, તેમાં સંશય નથી.

એમ અનેક પ્રમાણો આપણને શાસ્ત્રોમાંથી પ્રાપ્ત થાય છે. અને એટલા માટેજ આપણા પ્રાણ પ્યારા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગાદીપતિ શ્રીગોકુલેશ પ્રભુચરણએ શ્રીમાલા-તિલકની રક્ષણ માટે ખૂબજ પરિશ્રમ લીધો. એક બાજુ મુગલ બાદશાહ જહાંગીર, અને બીજી બાજુ મ્લેચ્છ સમાન દુષ્ટ સંન્યાસી ચિદ્રુપ, જેમના સત્વાર પ્રયાસને કારણે અનેક કહેવાતા સંત, મહંત, વૈષ્ણવમાર્ગીઓએ શ્રીમાલા-તિલકનો ત્યાગ કર્યો. પણ જે આપણું સૌભાગ્ય છે, તે આપણા શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુએ પોતે શ્રીમાલા-તિલકનો ત્યાગ સહેજ પણ કર્યો નહિં, અને પોતાના સ્વ-સેવક-ભક્તોને પણ નિર્ભય બનાવી શ્રીમાલા-તિલકને સદૈવ પોતાના શરીરે ધારણ

કરવા પ્રેર્યા. શ્રીતુલસી કાષ્ઠની માલા અને શ્રીગોપીચન્દન તિલક, તે આપણા સર્વ વૈષ્ણવોનું સૌભાગ્યનું ચિહ્ન છે. તે કેવળ શ્રીચતુર્થગૃહના સેવકો માટે નહિં, પરંતુ સમગ્ર પુષ્ટમાર્ગ માટે ગર્વની વાત છે.

અરે કેવળ પુષ્ટિમાર્ગ જ નહિં, પરંતુ જ્યારે શ્રીમાલા-તિલકનો ઉપદ્રવ થયો, તે સમયે અન્ય માર્ગીયોએ તો સર્વદા ત્યાગ કરી ત્રિપુંડ્ર-ભસ્મ, અને રુદ્રાક્ષ ધારણ કર્યું હતું. પણ આપણો જ માર્ગ અડગ રહ્યો, શ્રીગોકુલેશ પ્રભુએ સર્વને નિર્ભય કર્યા. અને શાસ્ત્રોના પ્રમાણો સિદ્ધ કર્યા. સાથે જ અનેક શ્રીભાગવત્ ધર્મોની સમજ ઉપસ્થિત સમાજને પ્રદાન કરી. શ્રીભાગવત્માં શ્રીપ્રભુના પ્રત્યે ૩૨ અપરાધો દર્શાવવામાં આવ્યાં છે. તે શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણે સૌને ગણાવ્યાં.

શ્રીભાગવતકાર આજ્ઞા કરે છે કે : કોઇ વાહનમાં બેસીને કે પાદુકા પહેરીને ભગવન્મંદિરે જવું, ઉત્સવાદિની ભાગવત સેવા ન કરવી, ભગવાન્ને પ્રણામ ન કરવા, ઉચ્છિષ્ટ કે અશૌચમાં ભગવાનને વંદનાદિ કરવાં, એક હાથે પ્રણામ કરવા, ભગવાનની આગળ જ પ્રદક્ષિણા કરવી, ભગવાનની સામે પગ લાંબો કરવો, તથા ભગવાન સામે પર્યંક બંધન કરવું (ઊંધી પલાંઠી વાળીને બેસવું), શયન કરવું, ખાવું કે મિથ્યા બોલવું, મોટેથી બોલવું, પરસ્પર બકવાદ કરવો, રોવું, લડવું, કોઇને પકડવું કે કોઇ પર અનુગ્રહ કરવો, પરનિંદા કે પરસ્તુતિ કરવી, અશ્લીલ બોલવું, ક્રૂર વચન બોલવા, કંબલ ઓઢવી, અપાનવાયુ છોડવો, શક્તિમાન હોવા છતાં સામાન્ય ઉપચાર કરવો, નિવેદિત કર્યા વગરનું ખાવું.

તે તે સમયે થતાં ફલ ભગવદર્પણ ન કરવાં, વાપરેલી વસ્તુમાંથી બાકી રહેલી વસ્તુ સામગ્રી મૂકવી (અર્ધભુક્ત), પીઠ કરીને બેસવું, અન્યને પ્રણામ કરવા, ગુરુ પાસે મૌન રાખવું કે પોતાની સ્તુતિ કરવી કે દેવતાની નિંદા કરવી આ બત્તીસ (બત્રિસ - ૩૨) અપરાધો વિષ્ણુ ભગવાનના થાય છે. આ અપરાધો જે છે, તે શ્રીગુરુદેવ સમક્ષ પણ લાગુ પડે છે. આપણે શ્રીગુરુદેવના દર્શને જઇએ છીએ, ત્યારે ઘણી વખત જાણે-અજાણે પીઠ ફેરવીને બેસીએ છીએ, આપસમાં બકવાસ કરીએ છીએ, કોઇને સાથે આપણે મોટે મોટેથી બોલીએ છીએ, અને ક્યારેક આપણે આપસમાં બાખડવા પણ માંડીએ છીએ, વગેરે. શું આપણે પણ આ અપરાધો જાણે-અજાણે કરીએ છીએ ?

એક સમયે શ્રીગોકુલેશ પ્રભુ પોતાની શ્રીબેઠકમાં બિરાજ્યાં હતાં. ત્યાં એક પ્રસંગ ચાલ્યો. આપશ્રીએ આજ્ઞા કરી કે : એક રાજા કો ગાંવ હતો. તા પાસ એક તલાવ હતો. તાંહાં પછી એસે બોલતો જો, એક પાપી. તબ રાજાને પંડિત બુલાએ. પૂછ્યો, જો એ કહા કહેત હૈ ? તબ પંડિત બોલે જો હમ કહા જાને. તબ રાજાને કહ્યો, તુમ પંડિત હો વર્ષાસન ખાત હો, ઓત ઇતનો નહિં જાનત હો ! ઓર કહા જાનોગે ? યાં કહીકે ખીઝો.

પાછે પંડિત બોલે જો આઠ દિન પાછે કહુંગો, પાછે એક ઓર ગાંવકો બૂઢો બ્રાહ્મણ હતો. વાસો પૂછ્યો તબ વાને કહ્યો જો મેં આયકે કહોંગો. પાછે આઠ દિન ભએ તબ ઉ બ્રાહ્મણ સો કહ્યો જો કુક્કરી કે પિલ્લા લે કે ચલો. તબ ચાર બ્રાહ્મણ ચાર પિલ્લા લાયકે આયે.

તબ રાજા આશ્ચર્ય પાયો ઓર બૂઢે બ્રાહ્મણ સો પૂછ્યો જો એ કહા? તારે કહ્યોં જો એ લોભ એસૌ પાપી હૈ, તે એ પંછી બોલે.

સમજ : સંસારમાં કામ, ક્રોધ અને લોભ એ ત્રણ પાપનાં સ્થાન છે. (પિલ્લા એટલે કૂતરાનું બચ્ચું, કુરકુરિયું, કુક્કરી-કૂતરી). રાજા ભર્તૃહરિએ ચાતક પંખીને સંબોધીને એક શ્લોક કહ્યોં, જેનો અર્થ નીચે મૂજબ છે, જે આ પ્રસંગ સમજાવે છે.

અરે મિત્ર ચાતક! સાવધાન મનથી એક ક્ષણ સાંભળો, આકાશમાં બહુ વાદળ છે, પણ તે બધાં એક સરખાં નથી. કેટલાક વાદળ પૃથ્વીને વરસીને ભીની કરે છે જ્યારે કેટલાંક વૃથા ગરજે છે, માટે જેને જેને જુએ છે તેની તેની પાછળ દીન વચન બોલીશ મા...

આમ અનેક પ્રકારે શ્રીગોકુલેશ પ્રભુચરણે સ્વ-સેવકોને શિક્ષા કરતાં વચનામૃત પ્રકટ કર્યા છે. આપશ્રીએ પોતાના સેવકોને પોતાના સ્વરૂપનું દાન આ પ્રકારે કરાવ્યું છે. તેથી તે સેવકો જે રસદાન પ્રાપ્ત થયું, તેને પદ્યસ્વરૂપે પ્રકટ કર્યું છે. તે ભક્તોએ જે સાક્ષાત્ અનુભવ કર્યો, તેનેજ પદ્ય સ્વરૂપે પ્રકટ કરીને આજે આપણા જેવાં જીવો પર કૃપા કરીને શ્રીગોકુલેશ પ્રભુના સ્વરૂપને સમજાવે છે. તેથી યત્કિંચિત્ સ્વરૂપ જાણવાનો પ્રયાસ કરી શકીએ. જેવી રીતે અષ્ટસખાઓએ શ્રીઠાકોરજી માટે પદોની રચના કરી છે, તેવી જ રીતે શ્રીગોકુલેશ પ્રભુચરણના અંગરંગ સેવકોએ શ્રીગોકુલેશ પ્રભુને સાક્ષાત્ શ્રીઠાકોરજી સ્વરૂપેજ માન્યાં છે. અનેક પ્રકારે ભક્તો શ્રીગોકુલેશ પ્રભુનો યશ અનેક લીલા સહિત પ્રકટ કર્યો છે.

એવાજ આપણાં જ શ્રીચતુર્થગૃહના બાલક શ્રીમાન્ શ્રીચતુર્થપીઠાધીશ્વર શ્રીકન્હૈયાલાલજી (શ્રીવિઠ્ઠલેશરાયજી)એ અનેક પદો શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુના પ્રકટ કર્યાં છે. આઓ, આજે આપણે શ્રીકન્હૈયા પ્રભુ વિશે થોડીક લીલાના દર્શન કરી આપશ્રી દ્વારા રચિત પદોનું પુનઃ પાન કરીએ.

**શ્રીમાન્ ચતુર્થપીઠાધીશ્વર ગોસ્વામી શ્રીકન્હૈયાલાલજી (શ્રીકન્હૈયા પ્રભુ)** :-

કોઇ રાજ કરો, કોઇ પાઠ કરો, કોઇ **જોગી** જતિ ભલે ધ્યાન ધરો,
કોઇ આશિક ઔર મશૂકી કરો, કોઇ ગાન ગવૈયન મોજ લરો;
કોઇ નાહી કરો ભલે હાઇ કરો,
કરો જંત્ર ઔર મંત્ર લો તંત્ર પરો,





૫૨ મો મનમેં તો યહી મત હૈ

વ્રજરાજ મિલેસું ઈલાજ કરો.

શ્રીકન્હૈયા પ્રભુ સ્વયં ચમત્કારી હતાં. તેથી પોતે જ જીવો ઉપર કૃપા કરી કંઇક ચમત્કાર દેખાડતાં હતા. આથી જીવોનું આપશ્રી ઉપર આકર્ષણ રહેતું. આ આકર્ષણ દ્વારા આપશ્રી જીવોને ભગવાન સન્મુખ કરતા અને ભગવત્સેવા અને ભજન દ્વારા તેના જીવનને શ્રેય માર્ગે વાળતા. પણ આપશ્રી પોતાનામાં રહેલી આ ચમત્કારી ગૂઢ શક્તિનો ઉપયોગ પોતાના સ્વાર્થ કે કામનાઓની સિદ્ધિ અર્થે કોઇ દિવસ કરતા નહિ. આથી ભગવત્કૃપા ઉપર નિર્ભર રહેતા અને ગમે તેવા લૌકિક-અલૌકિક સંકટ સમયે સાધનની અપેક્ષા રાખ્યા વગર ભગવાન્ સર્વસમર્થ છે, તે જ સૌ સારાં વાનાં કરશે એમ માની પોતાના કાર્યમાં મશગૂલ રહેતા અને દુઃખો સહન કરતા, અને પરમાત્માની પ્રાપ્ત કેમ થાય તે માટે સદા પ્રવૃત્ત રહેતાં.

શ્રીકન્હૈયા પ્રભુનો જન્મ મથુરામાં થયો હતો, પણ ત્રણ માસની શિશુ વયે આપશ્રી શ્રીગોકુલેશ પ્રભુની ગાદી ઉપર બિરાજ્યાં હતા. ત્યારથી આપશ્રીનું મોટાભાગનું જીવન શ્રીમદ્ ગોકુલમાં અને વ્રજમાં પસાર થયું હતું. અહીં આપશ્રીએ કરેલી વિવિધ લીલાઓથી ભક્તોનાં મન અત્યંગ આકર્ષણ પામ્યા હતાં. તેથી આપની અનુપસ્થિતિમાં તેઓ વારંવાર ક્ષોભ પામતા અને આપની લીલાઓનું સ્મરણ કર્યા કરતાં હતા. જેમ શ્રીગોપીજનો ભગવાનના વિરહમાં આપનું અત્યંત હાસ્ય, પ્રેમથી જોવું, ધ્યાનમંગલ વિહાર, હૃદયસ્પર્શી કરતી એકાંતની વાણી, આ સર્વથી ક્ષોભ પામતાં હતાં, તેવી રીતે આપશ્રીના અંતરંગ ભક્તોની દશા શ્રીગોકુલમાં હતી.

આપશ્રીનું લગ્ન તો નાનપણમાં શ્રીચન્દ્રાવલી માજી મહારાજે કરાવ્યું હતું. આપશ્રી એક દશકા માટે શ્રીગોકુલમાં વસ્યા ત્યારે આપનું વય સોળ વર્ષનું હતું, ત્યારથી આપશ્રી સેવા અને વિદ્યાનિધિ પ્રાપ્ત કરવા માટે તત્પર બન્યા હતા. આપના હૃદયમાં શ્રીવ્રજ અને શ્રીગોકુલ અંગેના દિવ્ય ભાવો આ વયમાં વસી ચૂક્યા હતા. તેથી શ્રીગોકુલની દરેક વસ્તુ આપના માટે ભાવાત્મક હતી. આ સંબંધમાં આપશ્રી વચનામૃત કરે છે કે : વ્રજ ચોરાસી કોસકી પરિક્રમા શ્રીગોકુલમેં કરી જાયગી. સો જિનકું યહાંકી પરિક્રમા કરની હોય સો વાકુ ચોરાસી કોસકી પરિક્રમાસું જાદા ફલ મિલેગો. એસે આજ્ઞા કર શ્રીગોકુલ કે સબ સ્થલમેં ચોરાસી કોસકે સ્થલ દિખાય વેસી લીલા કર સબનકું સાક્ષાત્ અનુભવ કરાયો.

વે સબ ભાગ્યવાને લિયો. શંકર સમાધાનકી આગેવાની હતી. ઈનકું સબ માહિતી હે. વે સબ વૃત્તાંત જાનત હે. વળી પતિતપાવની શ્રીયમુના મેયાના પયપાન માટે આપશ્રી સદા તત્પર રહેતા અને ખવાસને ખાસ આજ્ઞા કરતા કે શ્રીગોકુલમેં રહે કે કુવાકો જલ લેનો ઉચિત નહિ હે, શ્રીયમુના જલ કહાં મિલેગો. તેથી આપશ્રી વૈષ્ણવોને શ્રીયમુનાજલ પાન અને સ્નાન માટે વારંવાર આજ્ઞા કરતા. કોઈક ભાવિક વૈષ્ણવ શ્રીયમુનાજીને અલૌકિક સ્વરૂપ ધારી સ્નાન ન કરતા તેને આપશ્રી શ્રીયમુનાખેલ વખતે ટોકતા કે શ્રીગોકુલમેં આયકે એક વખત





શ્રીયમુનાજીમેં સ્નાન કરનો ચાહિયે એસો માહાત્મ્ય હે. શ્રીયમુનાજી અધમ ઉદ્ધારની હૈ. શ્રીયમુનાજીનું સ્વરૂપ સમજાવતાં એક વખતે આપે કહ્યું કે શ્રીગોકુલેશ્વર કૃષ્ણ રસાત્મક-જે સ્ત્રીયોંકે ગૂઢભાવાત્મક, વે સ્વરૂપકી પટરાણી શ્રીયમુનાજી હે. યાતેં યથાર્થ સ્વરૂપ સમજે વિના દૂસરેકી ક્રિયા ન દેખની. જા સ્વરૂપકું જે કોઇ ભાવસું ભજેગો વાકું વેસોઇ પ્રાપ્ત હોયેગો. ગોલોકવાસિની શ્રીયમુનાજીનું પ્રાગટ્ય ભગવાનના રસાત્મક સૂર્ય સ્વરૂપમાંથી થયું છે. દરસ કરે તે મન આનંદ અપાર હોત...

શ્રીકન્હૈયા પ્રભુચરણે શ્રીચતુર્થગૃહની યથાર્થ સ્થિતિ પ્રકટ કરી છે. આપશ્રી સદૈવ શ્રીગોકુલ અને શ્રીગોકુલનાથજી પ્રત્યે એકનિષ્ઠ ભાવ રાખતાં. અને આપશ્રી અનન્યભક્તિમાર્ગના પ્રચારક છે. જે આપણને આપશ્રીના વચનામૃતોમાંથી પ્રાપ્ત થાય છે.

એક સમયે પ્રસંગોપાત આજ્ઞા કરી કે ભૂતળ પર જે સ્વરૂપ (શ્રીવલ્લભ વંશજ શ્રીગુરુદેવ) પ્રકટ થાય છે તે પોત-પોતાના સેવક-ભક્તોને માટે પ્રાકટ્ય લે છે. તેથી જેને માટે જે સ્વરૂપ પ્રકટ હોય, તેને તે સાક્ષાત્ સર્વોપર જાણી સર્વાત્મના ભાવથી અનન્ય ભક્તિથી સેવે તો જ તે સ્વરૂપની પ્રાપ્તિ તેને થાય છે.

આમ અનેક પ્રકટ વચનામૃતો દ્વારા ભક્તોને સ્વ-સ્વરૂપ અને શ્રીગોકુલેશ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન કરાવી સન્માર્ગમાં પ્રેરિત કર્યા.

શ્રીવલ્લભ સુનો વિનતી હમારી, હમ તો સદા તિહારે હૈં ।

આપ વિના નહીં કોઇ મેરે, યેહી પ્રણવ્રત ધારે હૈં. ।। ૧ ।।

ઇતની ઔર કૃપા અબ કીજે, શ્રીમુખ નિહારે હૈં ।

શ્રીવલ્લભ વિઠ્ઠલકે હૃદયમેં બસેં, ગોકુલપતિ પ્યારે હૈં ।। ૨ ।।

...ક્રમશ :

**વધાઇ વધાઇ વધાઇ**

આ પખવાડિયુંમાં અનેક ઉત્સવો. ધનતેરસ-હટરી, રૂપચતુર્દશી એવં દીપોત્સવ-કાનજગાઈ-હટરી, શ્રીગોવર્ધનપૂજન-અન્નકૂટોત્સવ. ગુર્જર વર્ષ ૨૦૬૬નો પ્રારંભ. ભાઇ બીજ. **શ્રીચતુર્થપીઠના ઉદીયમાનપીઠાધીશ ચિ. શ્રીવિઠ્ઠલરાયજીનો જન્મદિવસ** (સં.૨૦૩૧), સૌભાગ્ય પંચમી, આગમોત્સવ, ગોપાષ્ટમી, અક્ષય-નવમી-સત્યયુગનો પ્રથમ દિવસ પણ આજ પખવાડીયામાં છે.

(શ્રીકન્હૈયા પ્રભુના જીવનચરિત્ર અને ટિપ્પણીમાંથી સાભાર)





અનેક પ્રકારે હવે તો ઉત્સવોનું આગમન શરૂ થઇ ગયું છે. ધનતેરસ-હટરી. ધનતેરસ એટલે આપણે ધન-લક્ષ્મીનું પૂજન કરીએ. શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર આજ્ઞા કરે છે કે આપણા માટે આપણું અલૌકિક ધન છે શ્રીપ્રભુ-શ્રીગોકુલેશ.

ધનતેરસ રાની ધન ધોવતિ,ગર્ગ બુલાય વેદ-વિધિ પૂજતિ; ઠોર ઠોર ધૃતદીપ સંજોવતિ । ધૂપ દીપ નૈવેદ્ય ભોગ ધરિ, શ્યામસુન્દર ઇક ટક મુખ જોવતિ । પરમાનન્દ ત્યૌહાર મનાવતિ, સબ વ્રજ પુષ્ટિમારગ ધન ધોવતિ ।।

આપણામાં રહેલું પુષ્ટિમાર્ગપણું ઓળખવા માટે એકજ મુખ્ય માનદંડ છે-આપણા અંતઃકરણની વૃત્તિ. **ભગવાન શ્રીગોકુલેશને જ પરમ ફળ નિર્ધારી, તેઓના સ્વરૂપ સિવાય, અન્ય કોઇપણ લૌકિક કે પારલૌકિક ફળ પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા રાખ્યા વગર ભગવાન શ્રીગોકુલેશના સ્વરૂપાત્મક ફળ પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા રાખવી** – આ પ્રમાણેનો મનોભાવ, વિચાર કે સ્વાભાવિક અભિગમ નિરન્તર ચિત્તમાં રહ્યા કરતો હોય તો તેના પરથી પોતાના પુષ્ટિમાર્ગીયપણાનો નિશ્ચય કરી શકાય છે. આવો નિશ્ચય થતાં આપણને આપણી સાચી ઉપલબ્ધી-શું છે તેનો-બોધ થઇ જાય છે. તેથી જ એક સાચા પુષ્ટિમાર્ગી માટે ઉત્તમોત્તમ અને એક માત્ર **ધનરાશી** - એટલે કે ધન-દોલત-સમ્પત્તિ કે નિધી ભગવાન શ્રીગોકુલેશજ છે. આવા, પુષ્ટિમાર્ગી હોવાના, નિર્ણાયક કારણથી જ એક પુષ્ટિ જીવને પરમાત્મા શ્રીગોકુલેશના સ્વરૂપની સેવા-કથા-શરણાગતિરૂપ જ ધન કે સમ્પત્તિ મેળવવાની કામના હોય. આવી શ્રીગોકુલેશશરણાગતિ અથવા શ્રીગોકુલેશસેવા-કથાની અભિલાષાથીજ પુષ્ટિજીવ આ **ધન ધોવાના / ધન પ્રાપ્તિના** મંગળકાર્યમાં પ્રવૃત્ત થાય છે. કોઇપણ પુષ્ટિમાર્ગી માટે, આ જ લક્ષ્મીપૂજન (શ્રી પૂજન) કે ચોપડા પૂજનનો સાચો હેતુ છે. (*ધન-દ્રવ્ય, શ્રીલક્ષ્મી તથા ચોપડા, લેખની, મસીપાત્ર (ખડીયો)-વગેરે શ્રીસરસ્વતી-શારદાના સ્મરણ-પૂજનનું સ્થાન કે આધાર હોય છે).*

રૂપ ચતુર્દશી, દીપોત્સવ અને ગુર્જર નૂતનવર્ષનો પ્રારમ્ભ થાય છે. સાથેજ ગુર્જર નવવર્ષ પર **શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી** (સં.૨૦૦૭) આપણે સૌને આશિષ પાઠવે છે. આપશ્રી આજ્ઞા કરે છે કે ''***ગાદીપતિ શ્રીગોકુલનાથ પ્રભુચરણકી કૃપાસૂં આજસૂં શુરૂ હોયવે વારે નૂતનવર્ષ મેં શ્રીમહાપ્રભુકે સિદ્ધાન્ત કી દૃઢતા સહિત પુષ્ટિમાર્ગમેં આપ સબ નિરન્તર વૃદ્ધિ પ્રાપ્ત કરૌ, એસી સમસ્ત શુભકામના***''.

અને વળી આપણે આપણા શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીના આત્મજ શ્રીચતુર્થપીઠના ઉદીયમાનપીઠાધીશ ચિ.શ્રીવિઠ્ઠલરાયજીનો જન્મદિવસ કેમ ભૂલી જવાય? ભાઇબીજના શુભ દિવસે આપશ્રી શ્રીગોકુલના મોટા ઘેર શ્રીગોકુલનાથજીના ઘરમાં શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી પિતા સ્વરૂપે અને શ્રીરાજેશ્વરી વહુજી માતા સ્વરૂપે ત્યાં જન્મ થયો છે. સં.૨૦૩૧ના કાર્તિક શુક્લ ૨ના શુભ દિવસે આપશ્રીનો જન્મ થયો છે. આપણે સૌ આપશ્રીના શ્રીચરણોમાં સાષ્ટાંગ દંડવત્ કરી અને આજના શુભ દિવસને ખૂબજ ઉત્સાહથી વધાવી લઇએ..અને આગમોત્સવ (મહોત્સવનો પ્રારમ્ભ)ની અનેકાનેક વધાઇ..........

ભાવત્કઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





## ॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ આસો વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ કારતક સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ઓક્ટોબર ૧૪, ૨૦૦૯ થી ઓક્ટોબર ૨૯,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - આસો વદ | બુધ | ઓક્ટોબર-૧૪ | **શ્રીરમા એકાદશી વ્રત।** |
| ૧૨ | ગુરુ | ૧૫ | |
| ૧૩ | શુક્ર | ૧૬ | ધનતેરસ - હટરી |
| ૧૪ | શનિ | ૧૭ | રૂપચતુર્દશી એવં દીપોત્સવ - કાનજગાઈ - હટ્ટ |
| ૩૦ | રવિ | ૧૮ | શ્રીગોવર્ધન પૂજન - અન્નકુટોત્સવ । |
| ૧ - કારતક સુદ ૨૦૬૬નો પ્રારમ્ભ | સોમ | ૧૯ | **ગુર્જર વર્ષ (૨૦૬૬)નો પ્રારમ્ભ। ગાદીપતિ શ્રીગોકુલનાથ પ્રભુચરણની કૃપાથી આજથી શરૂ થનાર નૂતનવર્ષમાં શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તની દઢતા સહિત પુષ્ટિમાર્ગમાં આપ સર્વ નિરન્તર વૃદ્ધિ પ્રાપ્ત કરો, એવી સમસ્ત શુભકામના। ભાઇ બીજ।** |
| ૨ | મંગલ | ૨૦ | **શ્રીચતુર્થપીઠના ઉદીયમાનપીઠાધીશ ચિ.શ્રીવિઠ્ઠલરાયજીનો જન્મદિવસ (સં.૨૦૩૧)** |
| ૩ | બુધ | ૨૧ | |
| ૪ | ગુરુ | ૨૨ | |
| ૫ | શુક્ર | ૨૩ | **સૌભાગ્ય પંચમી (લાભ પાંચમ)** |
| ૬ | શનિ | ૨૪ | |
| ૭ | રવિ | ૨૫ | **આતમોત્સવ - મહોત્સવનો પ્રારમ્ભ।** |
| ૮ | સોમ | ૨૬ | **ગોપાષ્ટમી ।** |
| ૯ | મંગળ | ૨૭ | **અક્ષય નવમી, સત્યયુગનો પ્રથમ દિવસ ।** |
| ૧૦ | બુધ | ૨૮ | |

**અંત સુધી સમુદ્ર જોઇ શકાતો નથી તેમ ભગવાનનું શરીર (જોઇ શકાતું નથી)**

(શ્રીસુબોધિનીજી ૩.૧૩.૨૦)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





II શ્રીગોકુલેશો જયતિ II

# શ્રીરસિક રસ ચરિત્ર

## ઉપનયનસંસ્કાર

...ગતાંકથી આગળ

**ઉપનયનસંસ્કાર** :- વર્ણાશ્રમ ઉપવીતનું અનુકર્ણ શ્રીગોકુલેશપ્રભુએ કર્યું તેમાથી અહિં સૂચન માત્ર વર્ણન કરી રહ્યાં છીએ. પૌંગંડલીલાને, અનુસરતાં એ લીલા અનુભવતાં હવે શ્રીચતુર્થકુમાર શ્રીભક્તોશિરોમણી શ્રીગોકુલેશ પ્રભુચરણ હવે સાત વર્ષના થયા, આવા શ્રીગોકુલેશપ્રભુનું અદ્ભુત સુંદર અંગ અંગની સુંદરતાં જોતાં જીવમાં અનંગ રતિ પામી, સર્વાંગે મહારસ રૂપનું અનુભવ કરે છે. પૌંગંડ અવસ્થામાં, આગળ જણાવ્યાં પ્રમાણે, અડેલમાં રહી વિદ્યાભ્યાસ તથા વિવિધ પ્રકારની રમતો રમતાં શ્રીગોકુલેશ પ્રભુના સાત વર્ષ પૂર્ણ થયા, ને હવે આઠમાં વર્ષમાં પ્રવેશ કર્યો, એટલે શાસ્ત્ર પ્રમાણે ઉપનયનસંસ્કારનો સમય થયો. કારણકે :

**ગર્ભાદે વાષ્ટમે ચાબ્દે બ્રાહ્મણસ્યોપનાયનમ્ ।**

અર્થ :- બ્રાહ્મણને ગર્ભથી અથવા જન્મથી આઠમે વર્ષે ઉપનયનસંસ્કાર કરવો જોઇએ. આ સંસ્કાર કર્યા પહેલાં બ્રાહ્મણકુળમાં જન્મેલો બાળક પણ શૂદ્ર ગણાય છે, તેથી એને વેદ વગેરે ભણવાનો અધિકાર હોતો નથી. ઉપનયનસંસ્કાર કર્યા પછી જ દ્વિજ ગણાય છે અને એ પછી વેદ તથા ગાયત્રીમંત્ર ભણવાનો અધિકારી થાય છે.

**જન્મના જાયતે શુદ્રો સંસ્કારાદ્ દ્વિજ ઉચ્યતે ।**

અર્થ :- જન્મેથી દરેક શૂદ્ર જન્મે છે, પણ સંસ્કાર (ઉપનયન)થી દ્વિજ કહેવાય છે. ત્યારે ઘણું જ પ્રફૂલ્લિત થઇ શ્રીગુસાંઇજીએ પોતે વિચાર કર્યો કે શ્રીવલ્લભ(શ્રીગોકુલેશ પ્રભુ)ને ઉપવીત દેવાનો સમય થયો છે. ત્યારે શ્રીગુસાંઇજી જોશીને મુહૂર્ત કરવા માટે આજ્ઞા કરે છે.

**મુહૂર્ત** :- શુભ દિવસ જોઇ શ્રીગુસાંઇજીએ સોમા જોશીને તેડાવ્યા. ખબર મળતાં એ સોમા જોશી હર્ષથી આવી પહોંચ્યો. એને આદરસન્માનપૂર્વક બેસાડીને શ્રીગોકુલેશજીના ઉપવીત દેવાનું મુહૂર્ત પુછ્યું. સોમા જોશીજીએ તો પોતાની પાઘડીમાંથી ટીપણું કાઢી, ગણિત ગણીને સં.૧૬૧૫ના ચૈત્ર સુદિ ૬ને શુક્રવારનું મુહૂર્ત આપ્યું.

<u>તૈયારી</u> :- મુહૂર્ત નક્કી કર્યા પછી શ્રીગુસાંઇજીએ ઉપવીતને માટે સામગ્રી મંગાવવા વિશે શ્રીરુક્મિણીજીની સલાય પૂછી, ચાચા હરિવંશજી તથા ચાંપાભાઇ અધિકારીને બોલાવી ઉત્સવ લાયક સર્વ સામગ્રી તૈયાર કરવા આજ્ઞા આપી. આજ્ઞા મળતાં નીચે પ્રમાણે એઓએ સર્વ સાજ તૈયાર કીધો:

વસ્ત્ર ભાંતિ ભાંતિનાં જેહ, આણ્યાં દેશ દેશથી તેહ. ૩૯
સાડી રંગ સુરંગ અનેક, તેનો ક્યાં લગી કહું વિવેક. ૪૦
પામરી ચીર સાર બહુ રંગ, જરતારી પાઘ સુરંગ. ૪૧
સુંદર ખાસા મલમલ બહુય, પટ વસ્ત્રનો પાર ન લહુય. ૪૨
મેવા ભાંતિ ભાંતિના બહુય, આણ્યા તતક્ષણ સહુય. ૪૩
એહેવાં ભૂષણનો નહિ પાર, સિદ્ધ કરી રાખ્યો તેણી વાર. ૪૪
રત્નજટિત જડાવ અમોલ, નહિ એહેની કો સમતોલ. ૪૫
વાલ પીવા મીસરી તેહ, ખાંડ અતિશે ઉત્તમ જેહ. ૪૬
કણ ધૃત સામગ્રી સાર, તેહેના ભરી રાખ્યા ભંડાર. ૪૭
સોંધા મેદજ વાદ બરાસ, અંબર અરગજા પરમ સુવાસ. ૪૮
અત્તર કસ્તૂરી ને સંતોષ, આણ્યા મહાસૌરભના કોષ. ૪૯
કેસર, અગર, ગુલાલ, અબીર, જોઇ રહે ન કોઇનું ધીર. ૫૦
માહા વાયુનાં ચંદન લીધઅં, ઉત્સવ અર્થે સૌ સિદ્ધ કીધાં. ૫૧
કેવડેલ, ચંપેલ, ચમેલી, તેલ સુગંધ રાયે રાયવેલી. ૫૨
બહુ કુસુમ કરી જે વસ્યાં, એવાં આણ્યાં અનેક સુવાસ્યા. ૫૩ (પ્રાકટ્ય સિદ્ધાંત, માંગલ્ય ૧૫)

ઉત્સવની સામગ્રી તૈયાર થતાં શુભ મુહૂર્ત જોઇ જ્ઞાતિ તથા કુટુમ્બના માણસોને બોલાવ્યાં. પ્રથમ ચાર સોહાસણને બોલાવી, એમને શ્રૃંગાર કરી માંગલિક કાર્યની રીત પ્રમાણે એમની પાસે હળદર દળાવી, ત્યાર પછી ઢોલક મંગાવી પ્રથમ આ સોહાસણીઓના હસ્તથી વગડાવી. છેવટે મૃત્તિકા લેવા જવા માટે એક થાળમાં હળદર, કુંકુમ, ગોળ, ગંધાક્ષત, દુર્વા વગેરે મૂકી અખિયાણાનો સાજ તૈયર કર્યો અને વાજિંત્ર સાથે ચાલ્યાં. માટીની ખાણ પાસે જઇ, એની પૂજા કરી, માટી લઇ ઊલટથી ગાન કરતી સર્વ સોહાસણી પાછી ઘેર આવી. ઘેર આવીને જ્યાં કુળદેવતાની સ્થાપના કરી હતી ત્યાં મૃત્તિકા મૂકી.

..ક્રમશ:

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

### ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું અગિયારમું નામ **सर्ववादि-निरासकृत्**[११] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે સર્વવાદિનિરાસકૃત્‌ને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. सर्वोपकरणानि च (૧૦.૧૧.૩૧), क्वचिद् वादयतो वेणुं क्षेपणैः (૧૦.૧૧.૩૮), गोधनानि पुरस्कृत्य (૧૦.૧૧.૩૨), गोपालायत्ता आत्तशरासनाः (૧૦.૧૧.૩૧), प्रियकृद् रामकृष्णयोः (૧૦.૧૧.૨૨).

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો **सर्ववादि-निरासकृत्**[११] સ્વરૂપ છે.

હવે ગયા વખતે જોયું કે માયાવાદથી (સદ્દશ) બીજા પણ વેદવિરૂદ્ધ વાદ છે. તે કયા પ્રકારથી ? તો તે શાસ્ત્રો (વાદો)માં કહેલું છે કે જ્ઞાન-ઈચ્છા-પ્રયત્ન આ ધર્મ ઈશ્વરમાં છે. પરંતુ આનંદસ્વરૂપ નથી કહ્યાં. તો તેથી ન્યાયશાસ્ત્રનો મત વેદવિરૂદ્ધ છે અને કર્મમાર્ગી કર્મને જ મુખ્ય કરી માને છે, ઈશ્વરને માનતા જ નથી. સાંખ્યવાદી પ્રકૃતિ-પુરૂષને જ મુખ્ય માને છે. તો તેથી બીજા ઘણા મત વેદથી વિરૂદ્ધ છે તે બધઅ મતોને શ્રીમહાપ્રભુજી આપે નિરાસ કર્યા છે. શ્રીમહાપ્રભુજીએ અનેક મતોનું ખંડન કર્યું છે, અને તે માયિક મતોને આપણે દૂર રહેવું જોઈએ, તેવી આપશ્રી આજ્ઞા કરે છે.

હવે કોઈક વાદીને એક શંકા થાય છે કે જો બધા વાદોનો નિરાસ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે, ત્યારે કયા ધર્મનું આચરણ શ્રીમહાપ્રભુજી કરવાની આજ્ઞા કરે છે ? આવી જ્યારે શંકા થાય છે, ત્યારે શ્રીગુસાંઈજી આપણા જેવા જીવોને આસ્વસ્થ કરીને આજ્ઞા કરે છે કે, આવી ચિંતા તમે કરશો નહિ અને ત્યારબાદ આપશ્રી શ્રીમહાપ્રભુજીનું બારમું નામ પ્રકટ કરે છે: **भक्तिमार्गाब्जमार्तण्डः**[१२] શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો.





**मायावाद-निराकर्ता[१०] सर्ववादि-निरासकृत्[११] ।।**

**भक्तिमार्गाब्जमार्तण्डः[१२] स्त्रीशुद्राद्युद्धृतिक्षमः[१३] ।।९ ।।**

ભાવાર્થ :- [૧૦]શ્રીમહાપ્રભુજી બધું જ કાંઇ મિથ્યા-માયિક છે એવું નિરૂપણ કરવાવાળો જે માયાવાદ છે તેનું આપ નિવારણ કરવાવાળા છો, [૧૧]આપશ્રી વેદવિરુદ્ધ અર્થ કરવાવાળા બધા વાદિઓનું ખંડન કરવાવાળા છો, [૧૨]આપ ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો, અને [૧૩]આપ સ્ત્રી-શુદ્રાદિક સકલ જીવોના ઉદ્ધાર કરવાવાળા છો.

**भक्तिमार्गाब्जमार्तण्डः[१२]** :- આપ (શ્રીમહાપ્રભુજી) ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા છો.

રાગ : ટોડી

ભક્તિમાર્ગાબ્જમાર્તંડ અવનિ ઉદય જાનિ જિય દૈવીજનકમલ ફૂલૈ ।
શ્રીવલ્લભ પ્રાકૃતરૂપ દેખિ આસુરસૃષ્ટિ મોહિતઅતિ વિદુષવૃન્દ ભૂલૈ ।। ૧ ।।
કલિકલુષહરન હરિ આપુ અપનો વદન વહ્નિ હવૈ નિજદાસ દરસ દીન્હૌ ।
દ્વિજવર અવતાર ધરિ પ્રેમસોં ભક્તિ કરિ સિખાએ નિજદાસ સબ ગુનપ્રબીનૌં ।। ૨ ।।
શ્રુતિપથ ભયૌ પ્રકાસ માયાવાદતિમિર ગયૌ સુભગમૂરતિ નિરખિ ઉપજ્યૌ આનન્દ ।
મન વચ કર્મ કહત ગોવિન્દ જપ કિએ સહજસૌં પેહૈ સુખદ આનન્દ ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા[૧૨] भक्तिमार्गाब्जमार्तण्डः[१२] છે.**

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- લોકમાં પ્રસિદ્ધ કર્મ અને જ્ઞાનનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનું વેદથી વિરુદ્ધ હોવાથી ખંડન કરેલ હોવાથી, (શ્રીમહાપ્રભુજીને) પોતાને કયા શાસ્ત્રમાં અને કયા ધર્મમાં શ્રદ્ધા છે? એવી શંકા દૂર કરવા ભક્તિમાર્ગાબ્જમાર્તંડ એ (નામ) કહેલું છે. ભક્તિમાર્ગરૂપ જે અબ્જ (કમલ), તેનાં માર્તંડ એટલે તેનો પ્રકાશ કરનારા, એવો અર્થ છે. (આપશ્રીને) પોતાને ભક્તિમાર્ગના પ્રકાશક કહ્યાં, તેથી ગીતા, ભાગવત વગેરે જે ભક્તિશાસ્ત્ર છે, તે શાસ્ત્રમાં શ્રદ્ધા હોવાનું અને તેમાં કહેલા ધર્મોનું આચરણ કરતા હોવાનું જણાવેલું છે. જોકે આમાં કર્મ, જ્ઞાન, વગેરેનું નિરૂપણ છે, છતાં પણ મુખ્ય રીતે તેમનાં ફલ તરીકે મારૂં વેદોથી (જ્ઞાન થતું નથી), બધા યોગીઓને પણ, બ્રહ્મ થયેલ, શાંત અંતઃકરણવાળો, વગેરે સ્થળે ગીતામાં બ્રહ્મભાવ થયા પછી પણ ભક્તિની પ્રાપ્તિને જ મુખ્ય જણાવેલી છે.





શ્રીભાગવતમાં પણ નિમિત્તવિનાની ભગવાનની ભક્તિ મુક્તિથી પણ અધિક છે. મુકુન્દ ભજનારને મુક્તિ આપે છે, પણ કોઇ સમયે ભક્તિયોગ આપતા નથી. માણસો મારી સેવા વિના આપેલાં સામિપ્ય, સાર્ષ્ટિ, સાલોક્ય, સાયુજ્ય અને એકપણું પણ આપવામાં આવે તો તે ગ્રહણ કરવા નથી. તે જ છેવટનો ભક્તિયોગ નામનો (ઉપાય) કહેલો છે. તે મારી ભક્તિવાળા અને મારામાં અંતઃકરણવાળા યોગીને ઘણું કરીને અહિં જ્ઞાન તેમજ વૈરાગ્ય કલ્યાણકારક થતાં નથી, વગેરે (વાક્યો)થી ભક્તિનું જ નિરૂપણ કરેલું છે. અહિં ભક્તિમાર્ગને કમળ કહ્યું, તેથી બીજા માર્ગો કરતાં આ માર્ગ સુખ આપનારો છે, એમ જણાવ્યું. શ્રીઆચાર્યજીને પ્રકાશક કહ્યાં, તેથી (એમ કહેલું છે કે) જેમ કમળનો પ્રકાશ કરનાર સૂર્ય એક જ છે, તેમ પુષ્ટિભક્તિમાર્ગના પ્રકાશક શ્રીઆચાર્યજી જ છે, બીજા નથી, અને એમ પણ જણાવેલું છે કે જેમ પ્રકાશેલા (ખીલેલા) કમળના રસના ભોક્તા ભમરાઓ જ છે, તેમ આ પ્રકટ કરેલા માર્ગના રસના ભોક્તા તેમના અંગીકાર કરેલા (જીવો) જ છે, બીજાઓ નથી.

જેમ સૂર્ય બીજાને ગરમી કરનારો હોવા છતાં કમળોને ખીલાવી સુખ આપનારો છે, તેવી રીતે શ્રીઆચાર્યજી પણ ભક્તિમાર્ગ સિવાય માર્ગવાળાઓને તાપ ઉત્પન્ન કરનારા છે અને ભક્તિમાર્ગવાળાઓને ભક્તિનો પ્રકાશ કરીને અત્યંત સુખ આપનારા છે, એમ જણાવવા ભક્તિમાર્ગાબ્જમાર્ગંડ એ (નામ) કહેલું છે. જોકે ભક્તિમાર્ગ પ્રમાણોથી સિદ્ધ થતો હોવાથી પહેલાં હતો જ, છતાં પણ જેમ રાત્રે સૂર્યનો ઉદય થયેલ નહિ હોવાથી કમળ બંધ જ હોય છે, તેમ રહેલો, તેથી તેવી રીતે હોવા છતાં, શ્રીઆચાર્યજીનું પ્રાકટ્ય થયેલ નહિ હોવાથી ભક્તિમાર્ગ વિકાસવિનાનો જ હતો. શ્રીઆચાર્યજીનું પ્રાકટ્ય થયા પછી જ તેનો વિકાસ થયો એમ જણાવવા ભક્તિમાર્ગાબ્જમાર્તંડ એ (નામ) શ્રીગુસાંઈજીએ પ્રકટ કરેલું છે.

**સરળ સમજૂતિ** : સાકારબ્રહ્મવાદ - રસાત્મક બ્રહ્મ શ્રીકૃષ્ણ અને તેની આનંદમયી લીલા વગેરેનું વિશેષ પ્રકારે પ્રતિપાદન એ પુષ્ટિભક્તિના વિકાસનું રૂપ છે.

ભક્તિયોગ બહુવિધો હોવાથી ભક્તિમાર્ગની અનેક શાખાઓ પ્રસરેલી છે અને તેથી ભક્તિમાર્ગીય શુદ્ધશરણાગતિનો માર્ગ સમજવો, દૈવીજીવો માટે દુષ્કર બનવાના કારણે સં.૧૫૪૯માં શ્રીમદ્ ગોકુલમાં ગોવિંદઘાટ ઉપર શ્રાવણ સુદ એકાદશીની મધ્યરાત્રિએ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમએ પ્રગટ થઇ શ્રીઆચાર્યજીને બ્રહ્મસંબંધનો ઉપદેશ કર્યો. તદ્નુસાર આપે ભક્તિમાર્ગનો વિકાસ કર્યો.

આના વડેએ જણાવ્યું કે ભક્તિશાસ્ત્ર જે શ્રીભાગવત-ગીતામાં જે ધર્મ કહ્યાં છે તેનું આચરણ કરવાવાળા શ્રીમહાપ્રભુજી છે. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ ભક્તિશાસ્ત્ર સ્વિકાર્યું છે. અને ભક્તિમાર્ગને

કમળ કહ્યો તેથી કમળ જેમ મહાસુખ દેવાવાળું છે તે પ્રકારે ભક્તિમાર્ગને બીજા માર્ગની સરખામણીમાં મહાસુખરૂપ જાણવો. અને શ્રીઆચાર્યજી મહાપ્રભુજીને સૂર્યરૂપ કહ્યાં છે, તે એટલા માટે કે કમળનું પ્રકાશન (ખીલવવું) જેમ સૂર્ય કરે છે તેમ ભક્તિમાર્ગને પ્રકાશન કરવાવાળા આપ શ્રીમહાપ્રભુજી છે; બીજો કોઇ નથી અને સૂર્ય વડે પ્રકાશિત જે કમળ તેના રસનો ભોગ કરનાર ભમરો છે, તેઓ તે પ્રકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી દ્વારા પ્રગટ કરેલો જે ભક્તિમાર્ગ તેમાં રસનો ભોગ કરવાવાળા (આ જીવ) તે જેમનો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ અંગિકાર કર્યો છે તે જીવ જ છે બીજો કોઇ નથી. જેમ સૂર્ય બીજાઓને તાપનું કારણ છે, પરંતુ કમળની અંદર જે ભ્રમર છે તેને આનંદ ઉપજાવનારો છે, આ પ્રકારે શ્રીમહાપ્રભુજી છે. તેથી અન્યમાર્ગીઓને તાપ ઉપજાવનારા છે. તો આ બતાવવા માટે ભક્તિમાર્ગાબ્જમાર્તંડ આ નામ શ્રીગુસાંઇજીએ પ્રકટ કર્યું.

**શ્રીમહાપ્રભુજી ભક્તિમાર્ગરૂપ જે કમળ છે તેના માર્તંડ, તે સૂર્યરૂપ-પ્રકાશને કરવાવાળા भक्तिमार्गाब्जमार्तण्डः[૧૨] છે.**

ક્રમશઃ

સંયોજનઃ- જિન શ્રીવલ્લભરૂપ ન જાન્યો, શ્રીગોકુલેશ વાક્ સુધામાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા



# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૭. ભગવદીયનાં લક્ષણ અને ઉદ્યમ

શ્રીહરિઃ અબ શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં - સપ્ત દશમો લક્ષણ કહેત હે, જો વૈષ્ણવ યહ પુષ્ટિમાર્ગકો સર્વોપર અધિક જાને તત્ર પુષ્ટિમાર્ગમેં રુચિ હોય. સર્વોપર માર્ગ કબ દીખે ? જબ પુષ્ટિમાર્ગીય ભગવદીયકો અનન્ય ભગવદીયકો સંગ હોય, તહાં દીન ભાવસોં ઉન ભગવદીય કે કહેકો વિશ્વાસ હોય તબ ફલસિદ્ધિ હોય ભગવદીયકો લૌકિક ન જાને, ભગવદીકે હૃદયમેં પ્રભુ બિરાજે હેં, તા કરીકે ભગવદીયકી વાણી, સર્વ ઇન્દ્રિયો અલૌકિક ભઇ હે ઉનકે સંગતે યહ અલૌકિક હોય.

તહાં કોઇ કહે જો ભગવદીયકો અલૌકિક કેસે જાનીયે ? જો દુઃખમેં વિવેક ધૈર્ય આશ્રય દૃઢ હોય, ઓર સુખમેં અભિમાન ન હોય, ઓર ભગવદ્ ધર્મમેં પ્રીતિ હોય. કાહુતેં કપટ છલ મુખરતા નિંદા (ન કરે),

કાહુકો બુરો ન કરે ઓર હિંસા ચોરી વિષે ડરપત રહે જો કોઇ સંજોગ કારણ પાયકે હોય તો મનમેં બહોત ખેદ પાવે. એસે ભગવદીયકો સંગ સદા કરનો. જેસે શ્રીઠાકોરજીકે દર્શન તેં પવિત્ર હોય તેસે ભગવદીયકે દર્શન તે પવિત્ર હોય. ભગવદીકો સંગ હોત હી મનમેં આનંદ હોય તથા ભગવદ્ ધર્મકી સ્ફૂર્તિ હોય. ઓર ભગવદીયકી સેવાતેં શ્રીઠાકોરજી બોહોત પ્રસન્ન હોય. ઓર ભગવદીયનકે સંગતે અસમર્પિત-અન્યાશ્રય છૂટે. અસમર્પિત લીયે તેં આસુરી બુદ્ધિ ઉત્પન્ન હોત હે. અન્યાશ્રય તેં વૈષ્ણવધર્મ પતિવ્રત જાત હે. વ્યભિચારિણી હોય તાકો ભ્રષ્ટ જાનનો. ઓર પુષ્ટિમાર્ગમેં અંગીકાર ન હોય. અનેક માયાકે-સંસારમેં દુ:ખ પાવે.

ઓર વૈષ્ણવકો અપને અર્થ, કુટુમ્બ ભરન પોષણ કે અર્થ ઉદ્યમ ન કરનો ઓર મનમેં યહ વિચારનો જો ભગવદ્ સેવા ગુરુસેવા વૈષ્ણવસેવામેં કછુ અંગીકાર હોય તો ઉદ્યમ સફલ હોય. યહ ભાવ રાખે તો લૌકિક વ્યવહાર કછુ બાધક નહિ. અપને કુટુમ્બકો ભરન પોષણ ચલ્યો જાય ઓર ભગવદ્ ધર્મ બઢે. ઓર વ્યવહાર હુ લૌકિકકો નામ લોગકુ બતાવે. સમરોદિન પચ્યો ન રહે રાજભોગ પાછે ઉત્થાપન કે ભીતર ઇતનેમેં કરે પ્રભુ ઇતને હી મેં આવનહાર હોયગોં સો પ્રાપ્તિ હોય. સો સેવા દર્શન નિત્ય નેમસો કરે.

ઓર બોહોત દ્રવ્ય કમાવે તો અપને ઘર શ્રીઠાકોરજીકો તથા ગુરુકો પધરાવે - વસ્ત્રાભૂષણ ભેટ કરે ઓર અલૌકિક મનોરથમેં ચિત્ત રાખે. ઓર નાના પ્રકારકી સામગ્રી કરીકે શ્રીઠાકોરજી કો આરોગાવે તો પાછે વૈષ્ણવકો મહાપ્રસાદ લિવાવે.

ઓર દ્રવ્યમેં સંકોચ હોય તબ શ્રીઠાકોરજીકે પાત્ર તથા આભૂષણ વસ્ત્ર ઇનમેં અપુની સત્તા ન જાને. યા અપરાધતેં ડરપત રહે. જો ધીરજ ધરી રહે તો ન જાને. રાજા કુટુમ્બકો ભય રાખતો-રહેતો (?) તાતે અપને ગુરુકે ઘર પઠાયકે નિશંક હવે જાય.

વલી વૈષ્ણવકો શ્રીઠાકોરજીકે વૈભવકો પહેલેકો ભય હોય તો વૈભવ બઢાવનો નહી. નાના પ્રકારકી સામગ્રી કરી ભોગ ધરે. પાછે વૈષ્ણવકો સમાધાન કરે તાતે દ્રવ્યકી સુફલતા હોય. પાછે કાહુ વાતકો દુ:ખ ન હોય. ઓર છિનુ છિનુમેં પ્રભુનકો નામ-પ્રભુકે શરણકી ભાવના રાખે. અહંકારાદિક મદ ન રાખે. યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હે પ્રસંગ સપ્તદશમો. ૧૭

..ક્રમશ:

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત સપ્તદશમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### મઠપતિ કલ્યાણ ભટ્ટ

(નોંધ : શ્રીગુસાંઈજીના સેવક ખંભાલિયાના કલ્યાણ ભટ્ટ - ૨૫૨ વૈષ્ણવ વાર્તા ક્રમાંક ૧૦૮મી વાર્તાના વૈષ્ણવ બીજા છે)

જ્યારે શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાધીશના પિતૃચરણ શ્રીલક્ષ્મણ ભટ્ટ દક્ષિણમાંથી ઉત્તર ભારતમાં આવ્યા ત્યારે તેમની સાથે સ્વજ્ઞાતિના કેટલાક કુટુંબો આવ્યા હતા. તેમાં ત્રણ પરિવારો મુખ્ય હતાં.

૧. લક્ષ્મણ ભટ્ટનું પરિવાર, ૨. ગોવિંદ ભટ્ટ (મામા) અને ૩. ગણેશ ભટ્ટ

આ ત્રણે પરિવારો ત્રિધરા નામે ઓળખાતા હતા. ત્યારપછી શ્રીગુસાંઈજી પ્રભુચરણના સજાતીય ચિંતામણિ ભટ્ટ પણ ઉત્તર ભારતમાં આવ્યા હતા. તેઓ એક વિદ્વાન અને સાત્ત્વિક વૃત્તિના હતા. ગઢાની રાણી દુર્ગાવતીના તેઓ પુરોહિત હતા.

તેમનું સન્માન કરી રાણીએ કેટલાક ગામો દક્ષિણામાં ભેટ આપ્યાં હતાં. વિશેષમાં શ્રીગુસાંઈજી પ્રભુચરણે પણ આ ચિંતામણિ ભટ્ટની વિદ્વત્તા અને ધર્મપ્રીતિ જોઇ વર્ષાસન બાંધી આપ્યું હતું. ત્યારથી તેઓ મઠપતિ કહેવાતા હતા. શ્રીમહાપ્રભુજીના પરિવારની જેમ આ પરિવાર પણ યજ્ઞાદિ કાર્યોમાં નિષ્ઠા ધરાવતું હોવાથી દીક્ષિત કહેવાતું હતું.

આ ચિંતામણિ ભટ્ટના પુત્ર કલ્યાણ ભટ્ટ હતા. તેમનો પરિચય શ્રીગોકુલેશ પ્રભુચરણના પરમ કૃપાપાત્ર એવા ગોકુલભાઇજી શ્રીસ્વરૂપાનુભવોત્સવ ગ્રંથના ૮૨માં માંગલ્યમાં નીચે પ્રમાણે આપે છે -

હવે દીક્ષિત જેહ છે તે કહીએ, પ્રભુ કરે આદર સન્માન,
તે ચિંતામણિ ભટ્ટ ઘણું ભલા, પંડિતમાં પરમ નિધાન . ૬૮
સદ્બુદ્ધિ સહિત અહીં અનુસર્યા, જાણ્યા પ્રભુને ઈશ્વર,
તેહ તણા પુત્ર મઠપતિ કહીએ, ભટ્ટ કલ્યાણ થયા અનુવર. ૬૯
મહાપ્રભુ તણી કૃપા થકી એહ, બેઠા રહે આઠે પહોર પ્રભુ પાસે,
ચલાવે પ્રસંગ ભાંતિ ભાંતિના, સુણે શ્રીમુખ વચન વિલાસ. ૭૦
તે સુણે જે ભક્ત તેણે સમે, તેહના મનોરથ થાય સંપન્ન,
એ ભટ્ટ દ્વારા પ્રભુ સિંચન કરે, નિજ ભક્તને થઇ પ્રસન્ન. ૭૧

તેણે કરી તે પ્રભુ કૃપા કરે બહુ, ભટ્ટ કલ્યાણ પર ઘણી ઘણીય,
જેહો દ્વારા રસસિંચન કરે, વલ્લભવર આપણો ધણીય. ૭૨
એ મહદ્ કૃપા થકી ગ્રંથ કર્યો, એ અદ્ભુત પરમાવધિ,
તે દેવભાષાએ કરીયને, પણ આપણને જીવન રિધિ. ૭૩
શ્રીગોકુલેશ લીલા સુધા સિંધુ, એહવું ગ્રંથનું નામ રસાલ,
એહવો ગ્રંથ ઈચ્છા પ્રભુ તણી થકી, થયો પ્રકટ પરમ કરુણાલ. ૭૪

આ કલ્યાણ ભટ્ટ શ્રીગોકુલેશ પ્રભુચરણના અનન્ય સ્વરૂપાસક્ત ભગવદીય હતા. શાસ્ત્રજ્ઞાનમાં નિપુણ અને પરમ વિદ્વાન હતા. શ્રીગોકુલેશ પ્રભુના સાન્નિધ્યમાં રહીને અનેક વિષયોની શાસ્ત્ર ચર્ચા, સ્વમાર્ગીય રહસ્ય વાર્તા, વગેરે કરતા હતા. શ્રીગોકુલેશ પ્રભુચરણે શ્રીગુસાંઈજીના શ્રીમુખેથી શ્રવણ કરેલ ૨૪ વચનામૃતનું પ્રથમ રસપાન કલ્યાણ ભટ્ટને કરાવ્યું હતું. તેમણે સંસ્કૃત ભાષામાં કલ્લોલ નામે અદ્વિતીય ગ્રંથ રચ્યો છે. જેમાં ૪૦,૦૦૦ શ્લોકો અને ૧૫ તરંગ છે. આ ગ્રંથ શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી, શ્રીગોકુલેશ પ્રભુ વગેરેની પ્રાગટ્ય લીલાના ચરિત્રો, માલાપ્રસંગનું વર્ણન, શ્રીગોકુલેશ પ્રભુના વચનામૃતો વગેરેનું સવિસ્તાર વર્ણન છે. મથુરાવાળા નિ.લી.ગો.શ્રીરમણલાલજી મહારાજના અનન્ય સેવક ગો.વા.લોકનાથ પંડિતે આ કલ્લોલ ગ્રંથનો વ્રજભાષામાં અનુવાદ કર્યો છે.

કલ્યાણ ભટ્ટે **શ્રીવલ્લભસ્તોત્રમ્**માં શ્રીગોકુલેશ પ્રભુના અલૌકિક સ્વરૂપનું વર્ણન કર્યું છે. આ સ્તોત્રમાં કલ્યાણ ભટ્ટ જણાવે છે કે પૃથ્વી પર શરદનો ચંદ્ર અત્યંત આહ્લાદક તેજ ફેલાવે છે, પરંતુ તે શરદચંદ્ર ઉપર વિજય મેળવનાર શ્રીગોકુલેશ પ્રભુનો શ્રીમુખચંદ્ર છે. આપશ્રી શ્રીમુખચંદ્રની કાંતિથી જીવોનો અજ્ઞાનજન્ય અંધકાર નિવૃત્ત થાય છે. આ સ્તોત્રનું રસપાન આપણે તાત તણો પ્રતિબિંબ રે રસના વર્ષ ૨ અંક ૫માં પાન ક્રમાંક ૨૦ દ્વારા કર્યું.

કલ્યાણ ભટ્ટ શ્રીમદ્ ભાગવતગીથા ઉપર રસિકરંજની નામે ટીકા પણ રચી છે. આ કલ્યાણ ભટ્ટ ઉપર શ્રીગોકુલેશ પ્રભુની અહનદ્ કૃપા હતી. તેમના દ્વારા શ્રીગોકુલેશ પ્રભુના સેવકો પ્રશ્ન પૂછાવતા હતા. આવા પરમ વિદ્વાન હોવા છતાં તેઓ શ્રીગોકુલેશ પ્રભુના અનન્યાશ્રિત અને સ્વરૂપનિષ્ઠ સેવક હતા. આવા ભગવદીયના હૃદયનો ભાવ અનિર્વચનીય છે.

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઈ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીધોલ પદ

## સહુ રસિક સમાજને વિનવું

સહુ રસિક સમાજને વિનવું એ તમો સાંભલજો સહુ સાથ ।। સ્વરૂપ રસ અનુભવીએ. ।।
જીરે માન માગું તમ પાસથીએ, કરી કરૂણા કરજો સનાથ ।। સ્વરૂપ રસ. ।। ૧ ।।
તમો રસિક સ્વરૂપના અનુભવીએ, એ અનુભવની મુને આશ ।। સ્વરૂપ રસ. ।।
જીરે અનુગ્રહ કરી અપનાવીઆરે, કરી અંગીકૃતની કાન ।। સ્વરૂપ રસ. ।। ૨ ।।
જીરે દાન અગણિત દયા ભર એ, અતિ ઉદારતાનો સ્વભાવ ।। સ્વરૂપ રસ. ।।
જીરે નિજ રસ ઢલણે આતુર સદાએ, ભરી પાત્ર કરો રસ દાન ।। સ્વરૂપ રસ. ।। ૩ ।।
જીરે સદા રસ લોભી રસિકવર એ, દ્વિદલ રસ ભોગી સુજાન ।। સ્વરૂપ રસ. ।।
જીરે અગણિત ગુણ ક્યાંહાં લગી કહું એ, તમો નિજ રસે વશ કર્યા નાહ ।। સ્વરૂપ રસ. ।। ૪ ।।
જીરે વાછલ્ય સ્નેહ રસે પાગીઆ એ, અનુરાગીયા પિય સુખમાંહે ।। સ્વરૂપ રસ. ।।
જીરે રસિક સમાજ તિલકમણી એ, શ્રીગોકુલપતિ મોહનરૂપ ।। સ્વરૂપ રસ. ।। ૫ ।।
જીરે વાંછિત પુરક પ્રભુતણાએ, નિજ સ્વકીય તણા સુખદાઈ ।। સ્વરૂપ રસ. ।।
જીરે પુષ્ટ પુષ્ટ રસ સૃષ્ટનીએ, કરો પુષ્ટ રસે અધિકાઈ ।। સ્વરૂપ રસ. ।। ૬ ।।
જીરે સાક્ષાત્ સ્વરૂપ સંજોગીઆએ, વિયોગે પણ પુરણતાઈ ।। સ્વરૂપ રસ. ।।
જીરે સેવા સ્વતહ ચરણારવિંદનીએ, આપી સ્વકીયને માહા દ્રઢતાઈ ।। સ્વરૂપ રસ. ।। ૭ ।।
જીરે નિર્ભય કરી અભયપદ આપીયાં એ, ચિંતા હરી શ્રી ગોકુલભાઈ ।। સ્વરૂપ રસ. ।।
જીરે જીવને જીવન ધન આપીયું એ, કુલ નારાયણજી ઉમાહી ।। સ્વરૂપ રસ. ।। ૮ ।।
જીરે મહેદ ચરણ અભિલાખીયા એ, સંગે વલ્લભ નાગરભાઈ ।। સ્વરૂપ રસ. ।।
જીરે લક્ષ રહ એ પક્ષનો એ, શુભ દ્રષ્ટની સિંચનતાઈ ।। સ્વરૂપ રસ. ।। ૯ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા







# વિચાર કરવો જોઇએ !

## સેવા-ઉપદેષ્ટા (સેવાનો ઉપદેશ કરનાર)

ગયાં અંકમાં આપણે સેવોપદેષ્ટા (સેવાનો ઉપદેશ કરનાર વિષે સમજવાનો પ્રયાસ કર્યો. સર્વ પ્રથમ આપણે જોયું કે શ્રીમહાપ્રભુજી નિબંધમાં સ્વયં શ્રીગુરુના લક્ષણ કેવા હોય, તેની આજ્ઞા કરે છે. હવે આપને ત્યાંથી આગળ પણ જોઇએ કે આપણે જેણે શ્રીગુરુ બનાવીએ છીએ, તે શ્રીગુરુ-ઉપદેશ કરનારનું સ્વરૂપ કેવું હોવું હોઇએ. આ વિષય પહેલાં સુધી વિચાર કરવો જોઇએ લેખમાળા હેઠળ આપણે સેવા ઉપદેશ દીક્ષા, સેવા-સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવા પ્રયોજન, સેવા-સ્થળ, સેવ્ય સ્વરૂપ અને સેવાકર્તા (સેવા કોણ કરી શકે) અને સેવાપરિચારક (સેવામાં સહાયક કોણ હોઇ શકે)એ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. હવે આ વિષય ગંભીર છે, તેથી તેને પણ આપણે સાવધાનીથી સમજવાનો પ્રયાસ કરીએ. સેવા કરવી છે, તો પછી સેવા કોણી પાસેથી પધરાવી? કોણ આપણને સેવા પધરાવી શકે? શું તેની માટે ગુરુ કરવા જોઇએ? અને જો ગુરુ કરીએ તો પછી તે ગુરુ કેવા હોવા જોઇએ? તે ગુરુના લક્ષણ કેવા હોવા જોઇએ? આવા અનેક પ્રશ્નો થાય. તો ચાલો! આપણે આ વિષયમાં શ્રીમહાપ્રભુજીની માર્ગની મર્યાદાનુસાર અને આપશ્રીના વચનોનુસાર સમજવાનો પ્રયાસ કરીએ.

महात्म्यज्ञापनायक्षव श्रवणं गुणकर्मणाम् ।

शास्त्राणामुपयोगोऽत्र तत्राकाङ्क्षा गुरोर्भवेत् ।।

कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।

श्रीभागवततत्त्वज्ञं भजेत् जिज्ञासुरादराद् ।।

देहद्रोण्या यियासूनां परं पारं भवाम्बुधेः ।

गुरुणा कर्णधारेण उत्तार्या स्वोपदेशतः ।। (साधनदीपिका.९-११)

ભગવન્માહાત્મ્યજ્ઞાન મેળવવા માટે ભગવદ્‌ગુણો અને ભગવલ્લીલાઓનું શ્રવણ આવશ્યક છે. શાસ્ત્રોની ઉપયોગિતા પણ અહીંજ ઉભી થાય છે. તેથી શ્રીકૃષ્ણસેવામાં તત્પર દમ્ભાદિ દુર્ગુણોથી રહિત; તેમજ શ્રીભાગવતના મર્મજ્ઞ હોવાના રૂપમાં સરખી રીતે જોઇ-જાણીને જિજ્ઞાસુએ કોઇક પુરુષને આદરસહિત ગુરુ બનાવીને ભજનમાં પ્રવૃત્ત થઇ જવું જોઇએ. જેઓ પોતાના દેહની હોડકલીથી ભવસાગરને પાર કરવા માગતાં હોય તેઓ કર્ણધાર બનીને ગુરુએ પોતાના સદુપદેશથી તેમને પાર લગાડવા જોઇએ. (શ્રીગોપીનાથજીકૃત સાધનદીપિકા.૯, ૧૦, ૧૧)

